



# જરથોશ્તી દીનનાં શરૂઆતનાં શિક્ષાણો

કર્તા

મરહુમ [redacted]

આવૃત્તિ [redacted]



જેહાંગીર બી. કરાણીના
છોકરાઓ,
ફીરોઝશાહ મેહેતા રોડ, મુંબઈ.





MR. D. J. IRANI.

# બુલંદ જરથોશ્તી દીનનાં શરૂઆતનાં શિક્ષણો.



કર્તા—મરહુમ દીનશાહ જી. ઇરાની,
(સોલીસીટર.)



આવૃત્તિ બીજી.



જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર તથા છાપનાર,
બેરામજી મેનશન,
સર ફીરોઝશાહ મેહતા રોડ, કોટ, મુંબઇ.

# માઝદયસ્નો અહ્મી.

હું ખરો માઝદયસ્ની છું.

---

ખરો માઝદયસ્ની કરૂં હું કરાર,
જરથોસ્તી દીન પર સદા એઓસ્તવાર.
તમામ નેક વિચારો તે હંમેશ નમું,
તમામ નેક સખુનો જબાને ધરૂં.
તમામ નેક કામો જીગરથી કરૂં,
ફરમાને જરથોસ્તથી નહી ફરૂં.
ભલી દીન કરે જેર ઝગડા ને વેર,
ભલી દીન ફેલાવે સુલેહ ચોમેર.
ભલી દીન છોડાવે જે શસ્ત્રનો સાજ,
ભલી દીન અપાવે જે આપબળનું રાજ.
ભલી દીન જે શિખવે કે સઉ સુખ સંસાર
બક્ષે છે માનવીને પરવરદેગાર.
સર્વોત્તમ હુમારી રાસ્તીથી દીન,
આ જીંદગી ત્યાં ટક ન ફરશે યકીન.

બુઝોર્ગ, વડીલ અને અઝીઝ દોસ્ત

**શેઠ દીનશાહ મેહરવાન ઇરાની**

ને

સાદાઇ, સાલેસાઇ, સચ્ચાઇનાં સ્વરૂપ, સાધારણ સ્થીતિમાં કોમનાં ભલાં ખાતર ઉત્સાહ અને ઉમંગથી પોતાનું સર્વસ્વ અર્પણ કરનાર, સાચ્ચા ઇરાની અને જરથોસ્તી સદ્ગુણો ધરાવનાર એક નમુનેદાર ઇરાની નરને

એક બીજા કમતરીન ઇરાની તરફથી

પ્યાર સાથ અર્પણ.



વતન ને ધર્મ પર સદા દેજો જાન,
સદા રહેજો આતશના પાસબાન.

એ આતશથી કોઇ ચીઝ આલા નથી,
એ આતશ વિના બોલબાલા નથી.

એ આતશ વિના કુલ જગ અંધકાર,
એ આતશ કરશે સંકટ નિવાર.

સરને ઝુકાવો ઓ જરથોશ્તીઆંન,
એ આતશ કરશે 'રોશન' જેહાંન.

# દીબાચો.

હાલના જમાનાના સુધારાઓની દોડધામમાં આપણે ઘણી ચીજો ભૂલી જઇએ છિયે. આપણે જે ઘણાં કીમતી ગોહરો હાથમાં ધરાવ્યે છિયે તેની હસ્તી વિસારી મુકયે છિયે અને બાહારની ખોટી તકલીદી ચાઇચાઇઓથી ખેંચાઇ તે તરફ દોડયે છિયે. જે કાંઇ આપણુને દૂરથી અને બહારથી ચળકતું દેખાય છે તેથી અંજાઇ જઇને તેને આપણે ઘણું ઉપયોગી અને અગત્યનું ગણ્યે છિયે, જ્યારે સુના જેવી કીમતી ચીજો જે આપણા પોતાના હાથમાં મોજુદ છે તેની ગફ્લતથી યા અજ્ઞાનપણે આપણે ખરી કદર કરતાં નથી અને કીંમત પિછાણતાં નથી. જે કાંઇ પણ તકલીદી ચીજ પશ્ચિમ તરફથી આવે છે તેને શું આપણે ખોટી અગત્ય અને વજન આપતાં નથી?

પણ સારે નસીબે હમણાં હમણાંજ હવે આપણે પુર્વના દેશોમાં સમજતાં થયાં છિયે કે પશ્ચિમનો

જે સુધારો અને સંસ્કૃતિ આપણે લઇએ તેને બરાબર પિછાણવા અને તેની ખરી કીંમત આંકી ઉપયોગમાં લેવા આપણી પાસે એક તિક્ષણ અને સમ્તોલ મન જોઇએ; અને જે સુંદર, મહાન, અને કીંમતી પુરાણી ચીજો આપણે ધરાવ્યે છિયે તેની ઠરેલ મગજે પુરી કદર કરી સર્વ જ્ઞાન ઉપયોગમાં લેવેજ ખરૂં મનનું અને તનનું સુખ મેળવી શકયે.

એવા પ્રકારની જાગૃતિ સારે નસીબે આપણી કોમમાં હવે આવી છે, અને ઘણી ખુશહાલી સાથે મેં જોયું છે કે આપણો શિખેલો ભણેલો, સુધરેલો વર્ગ વટીક આપણી રીલ્સુરી તથા બંદગીઓ અને ક્રિયાઓની અંદર સમાયલા સુંદર ભાવાર્થો સમજવા ઘણો આતુર છે. હાલ જે જાતની તિક્ષણ પરપુછ અને ધર્મની ખરી બાબદો જાણવા જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે તે જો ચાલુ રહે તો હું કહેવાને શકિતવાન છું કે આપાણું ભવિષ્ય ઝળકતું છે. આવી જાતની વિચાર શકિત વાપરી કીધેલી પરપુછ (rational inquiries) આપણા બાપ-

દાદાઓની અડગ શ્રદ્ધા (firm faith) જેટલીજં મોટી કીંમતની છે. જ્યારે પહેલી મગજ શક્તિ વાપરવાની નીશાની છે, ત્યારે બીજી અર્પણ થયલાં અંતઃકરણની નીશાન છે. આપણને વિચાર શક્તિ અને જીગરની લાગણી બંને જરૂરનાં છે. આપણા બાપદાદાઓની શ્રદ્ધા અને નિખાલેસ અંતઃકરણ તથા હાલના જમાનાનાં મન અને વિચાર શક્તિ તમામ વિદ્યાઓની શામેલગીરી સાથે આપણે ધરાવ્યે તોજ આપણો સુંદર ધર્મ એક ખડક મિસાલ ઉસ્તવાર ઉભો રહેશે અને આપણી કોમના હમદીનોની રોજની મામુલી જીંદગીના માર્ગ ઉપર જ્ઞાન અને નીતિ બન્નેની રોશની અને પ્રકાશ નાખી શકાશે; અને ઇન્સાન જાતનાં ભલાંને ખાતર અને કોમ તથા દેશની ઉન્નતિને ખાતર તેજ નીતિવાન જ્ઞાન આપણી કોમની દોરવણી કરી સદા તેને આગલી હરોલમાં રાખશે.

આપણા બુલંદ મજહબનાં ટુંક શિક્ષણો અને ખુબી વિષે મને ઘણાંકો પુછે છે અને આપણી

ટુંકી રોજીંદી સુંદર બંદગીઓના ભાવાર્થ અને મર્મ સાદી ભાષામાં જાણવા માંગે છે. નવજોત થનારાં બાળકો માટે, તથા જે માબાપો એ સુંદર ક્રિયાની સમજણ અને ભણતરોનો સાર બાળકોને શિખવવા ઇચ્છતાં હોય તેઓને માટે, મેં અંગ્રેજીમાં એક નાની ચોપડી લખી હતી જે મારા મિત્રોમાં આવકારદાયક થઇ પડી હતી; અને તેવીજ એક નાની ચોપડી ગુજરાતીમાં પણ છપાવવાની માંગણી થવાથી તે આગલી અંગ્રેજી ચોપડીમાં થોડા સુધારા વધારા સાથે આ ગુજરાતી ચોપડી રજુ કરૂં છું અને આશા રાખું છું કે માબાપો પોતે અભ્યાસ કરી, શિખી, બચ્ચાંઓને શિખવશે, કુમળાં બાળકોનાં મન ઉપર રૂડો છાપ પાડશે, અને તેઓને સદા ચુસ્ત જરથોસ્તીઓ તરીકે આપણા મોતેબર નિર્મળ ધર્મ ઉપર ઉસ્તવાર બનાવશે.

દીનશાહ જી. ઇરાની.

---

# મરહુમ મી૦ દીનશાહ
# જીજીભાઇ ઇરાની.

(તા૦ ૪ થી નવેમ્બર ૧૯૩૮ નાં "જામે જમશેદ" માં
આવેલી નોંધ ઉપરથી.)

---

પારસી કોમના ખોળામાંથી અફસોસ કે, એક વધુ બાહોશ, સાલેસ, નમાનો ને નામાંકીત બેટો ગુમ થઇ ગયો છે. એક વધુ દીલકસ ગુલેગુલાબ કરમાઇ ગયું છે.

એ ગુલાબ તે મરહુમ મી૦ દીનશાહ જીજીભાઇ ઇરાની સોલીસીટર, જેમનાં મરણથી પારસી કોમને ખરેજ મ્હોટી ખોટ ગઇ છે.

મરહુમ મી૦ ઇરાની એક મ્હોટા ઇરાન પરસ્ત હુતા. મુંબઇ મધેની ઇરાની અન્જુમનના મસુખ હુતા. ગાથાનો જે તરજુમા

આગા પુરે દાઉદે ફારસીમાં કર્યો હતો તેની એક લંબાણુ પ્રવેશ-પ્રત્રિકા પોતાની શાએરી ઝમકદાર શૈલીમાં ઇંગ્રેજી ભાષામાં લખી એમણે પોતાની ઉંચી શકિતનો સચોટ પુરાવો આપણને આપ્યો હતો.

મી૦ દીનશાહ ઇરાનીની ઝબાનમાં મીઠાશ હતો, ભાષાશઇલીમાં શાએરીની ઝમક હતી, મનમાં ઉદારતા હતી, મગજમાં કાબેલ્યત હતી, હાથમાં ઝડપ હતી, એ બધા ગુણોએ એવણ લોકપ્રીય બન્યા, એમનું એ બહોળું મિત્રમંડળ આજે એમના મોતપર અફસોસના આસુંઓ સારે છે.

મરહુમે હીંદ મધેના પારસીઓનીજ નહીં પણ માદર વતન ઇરાન મધેના હમદીનોનીબી એવી અનુપમ અને અથાગ સેવાઓ બજાવી હતી કે જે કદીબી ભુલી શકાશે નહીં. તેર

તેર સદી થયાં પોતાનાં માદરવતન ઇરાનથી છુટી પડેલી પારસી કોમનો સંબંધ પોતાના એ તજાયલા દેશ સાથ પાછો જારી કરાવવામાં, ફારસી સાહીત્યનો કોમમાં ફેલાવો કરાવવામાં, ઇરાન મધેના હમદીનોની જુદી જુદી દીશામાં ઉન્નતી કરાવવામાં અને સામાન્ય રીતે આખી કોમનાં ભલાં માટેની જુદી જુદી અનેક ચળવળો ઉપાડી લેવામાં મરહુમે બહુ આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો. ખાસ કરીને છેલ્લાં કેટલાંક સાલ થયાં પારસી ગરીબાઇ, લાચારી, બેકારીના સવાલમાં પુષ્કળ ઉલટ લઇ એ સવાલનો ફત્તેહમંદ ઉકેલ કરાવવા માટે મરહુમે ભારે પરીશ્રમો ઉઠાવ્યા હતા. ૧૯૩૫ના સાલમાં લેડી નવાજબાઇ તાતા તથા મી૦ અને મીસીસ જેહાંગીર કે. મહેતા જોડે કોમની હસ્તી નીસ્તી સાથ નીકટ સંબંધ ધરાવતો એ સવાલ મરહુમે જોશભેર ઉપાડી લીધો હતો અને પારસી કોમની

સ્થીતી સુધારવા માટે કેવાં વહેવારૂ પગલાં ભરવાં તે વીષે આગેવાન હુમદીનોના મતો મંગાવી તે બધાં મતોને એક ભેગો સંગ્રહ રીપોર્ટ રૂપે મુંબઇની પારસી પંચાયતના માનવંત ટ્રસ્ટી સાહેબો ઉપર મોકલાવી આપ્યો હતો. મરહુમે કોમની ઉન્નતી માટેના પોતાના પ્રયાસો પુર જોમ અને જોશ સાથ ચાલુજ રાખ્યા હુતા, અને પોતાની છેલ્લી ગંભીર માંદગીને બીછાણે પટકાઇ પડવા અગાઉ સર જેહાંગીર કોયાજીની સાથે મળીને પારસી બેકારોને રાહુત આપવા માટેની મરહુમ સર સોરાબજી પહોંચખાનાવાલાની યોજના ઉપર વિચાર ચલાવ્યો હુતો, પણ તેમની એ અથાગ જહેમતોનો અને સાચી, સંગીન સેવાઓનો લાભ કોમને વધુવાર મલતો અફસોસ કે મોતના દુતે સદાને માટે અટકાવી દીધો છે. આજે જ્યારે કોમને તેની હ્યાલની બરગસ્તે

હાલતમાંથી ઉગારી લેવા માટે એવા દીલસોઝ, કોમહીતકારી ખેરખાહોની સૌથી વધુ જરૂર છે, ત્યારે તેવા સમયે નીપજેલાં તેમના અકાળ મરણથી કોમને ખચીત એક ઘણી મોટી ખોટ ગઇ છે.

મરહુમની સેવાઓ ફકત મુંબઇમાં કે મુંબઇના પારસીઓ માટેજ સંકોચાઇ રહી નહીં હતી, માદરવતન ઇરાન અને ત્યાંનાં હમદીન વતનીઓની પણ તેમને યાદગાર સેવાઓ બજાવી હતી. ૧૯૧૭ના સાલમાં મુંબઇમાં ઇરાની જરથોસ્તી અંજુમનની સ્થાપના થઇ હતી કે જેના મરહુમ ફકત પ્રમુખ, ટ્રસ્ટી અને જનરલ કમીટીના મેમબરજ નહીં પણ ગોયા જીવ અને આત્મા સમાન હતા. વળી ૧૯૨૨ માં ઇરાન સાથે હીંદના જરથોસ્તી-

ઓનો સંબંધ વધારવા તથા ત્યાંનાં હુમદીનોની જેટલી બને એટલી વધુમાં વધુ સેવાઓ બજાવવા મુંબઇમાં ઇરાન લીગની સ્થાપના કરાવવામાં પોતે મરહુમનો મુખ્ય હાથ હતો, અને એ લીગના ઉપ-પ્રમુખ તેમજ લાઇફ–મેમબર તરીકે મરહુમે બજાવેલી સેવાઓ તેનાં દફતરોમાં સોનેરી હરફોએજ નોંધાઇ રહેશે. વળી ઇરાનનું પુરાતન સાહીત્ય પ્રકાશમાં લાવવામાં, ત્યાંનાં મહાન શાયરોને આશકારા કરવામાં તેમજ મહાન માઝદયસ્ની જરથોસ્તી દીનનું શિક્ષણ ઇરાનમાં ફેલાવવામાં મરહુમે પોતાની જીંદગીનો ઘણો કીમતી વખત રોકયો હતો. “The Divine Songs of Zarthustra” નામનાં લંડનમાં પ્રગટ થયલાં એમનાં પુસ્તકનો દીબાચો કવીશ્વર રવીન્દ્રનાથ ટાગોરે લખીને એમને અનુપમ માન આપ્યું હતું. વળી પ્રખ્યાત સ્કોલર આગા પુરેદાઉદ પાસે પવિત્ર

ગાથા, યસ્તો વીગેરેનો તરજુમો કરાવ્યો હુતો. આ રીતે મરહુમ મી૦ દીનશાહ ઈરાની કોમ અને દીનની સેવામાંજ પોતાની આખી જીંદગી અર્પણ કરી ૫૬ વરસની વયે આખી કોમને પોતાની પાછળ વીલાપ કરતી છોડી ગયા છે. પરવરદેગાર મરહુમના આત્માને બહેસ્તનું અમર સુખ અને શાંતી બક્ષજો!

---

# સાંકળ્યું.

# આપણા માઝદયસ્નની જરથોશ્તી ધર્મનાં મૂળ ફરમાનો.

આપણા માઝદયસ્નની જરથોસ્તી ધર્મનાં મૂળ ફરમાનોની ટુંક સમજ નીચે આપી છે:—

૧. આપણે એકજ મહાજ્ઞાની, સર્વોત્તમ સાહેબ, અહુરમઝદમાં માન્યે છિયે અને તે સાહેબની સ્તુતિ કર્યે છિયે જે પોતાની અપાર શકિત વડે આ આખી સૃષ્ટિનો પેદા કરનાર છે.

૨. આપણો ધર્મ બુલંદ માજદયસ્ની જરથોસ્તી છે, જે સત્યતા અને રાસ્તીના કાનુન ઉપર રચાયો છે. આપણાં પુસ્તકોમાં કહ્યું છે કે 'અએવો પંતો યો અષહે', **"રસ્તો એકજ છે, અને તે સચ્ચાઇનો સુધો, સિધો માર્ગ છે."**

૩. આ મોતેબર સુખનું શિક્ષણ અને આત્મિક ધર્મ વખ્શુરે વખ્શુરાન સ્પિતમ જરથુસ્ત્ર

સાહેબ આ દુન્યામાં લાવ્યા હતા અને તેઓ સાહેબ જગત કર્તા અહુરમજદના પયગમ્બર હતા.

૪. આપણા ધર્મનાં જે **ત્રણ અચળ સત્યો** અશો જરથુસ્ત્ર સાહેબે દુન્યામાં જાહેર કીધા હતા તે 'હુમત' એટલે **ભલો વિચાર,** 'હુખ્ત' એટલે **ભલુ વચન** અને 'હવર્શત' એટલું **ભલું** કાર્ય છે.

૫. આપણા પવિત્ર અવસ્તામાં અશો જરથુસ્ત્ર સાહેબ શિખવે છે કે:—

(ક) **આ ખલ્કત અને ઇન્સાન જાતની સર્જત** અને હસ્તીની છેવટની નેમ આગળને આગળ સુધારો વધારો કરી પ્રગટી કરતાં **સંપૂર્ણતાએ પોંહચવાની છે.**

(ખ) સ્ત્રી અને પુરૂષ બન્નેને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે કે **તમારી સમજ અને**

**અક્કલ પ્રમાણે સચ્ચાઇ અને જુઠાઇ, સારૂં અને નઠારૂં એ બન્નેમાંથી ચુંટણી કરો.** જેઓ રૂડી પસંદગી કરી સત્ય અને રૂડો માર્ગ લીએ છે તેઓ રૂડાં અને ઉમદા નિવડે છે અને હલકાઇથી દૂર રહે છે.

(ગ) **સ્ત્રી અને પુરૂષ બન્નેનો દરજ્જો એકસરખો** ગણવામાં આવ્યો છે, અને બન્ને એકસરખી રીતે જ્ઞાન અને ડહાપણની રોશની અને સુખ મેળવી, મરણ બાદ અનંત આનંદ મેલવી શકે છે.

(ઘ) **તમામ મનુષ્ય ભાઇઅંધો,** પછી તેઓ તવંગર હોય કે ગરીબ, રંક હોય કે રાય, અદના હોય કે આલા, તેઓ **સર્વે, સમાન અને એક-સરખા છે.** અને જો તેઓ આપણી

બુલંદ ભલી દીનનાં મૂળ ફરમાનો પ્રમાણે ચાલશે તો સર્વે એક સરખી રીતે આ જેહાનમાં સુખ અને સંપૂર્ણતા મેળવી શકશે અને હવે પછીની દુન્યામાં અમર્ગી અને આનંદ પ્રાપ્ત કરી શકશે.

(ક) માનવીજાત ઉપલા નેકીના નિયમોએ ચાલે તો દાદાર અહુરમજદનું ઐકયતા, ભ્રાતૃભાવ, પ્રેમ, સુલેહ અને શાંતિ-વાલું આનંદી રાજ્ય આજ દુન્યામાં પોતે પોતાની કોશેષથી સ્થાપી શકશે.

૬. આપણે ગાથામાં ભણ્યે છિયે કે "જેઓ દુન્યાને સંપૂર્ણતા તરફ આગળ વધારી અને દોરવી રહ્યા છે તેઓના જેવા હમો થઇએ." અશો જરથુસ્ત્ર સાહેબે **સંપૂર્ણતા તરફ જવાનો માર્ગ** આપણે માટે નીચે પ્રમાણે ઘડી કાઢયો છે:—

# સુખ અને સંપૂર્ણતા મેળવવાનો માર્ગ.

(ક) આપણી આખી જીંદગીમાં 'અષ વહિસ્ત' યાને **સંપૂર્ણ સચ્ચાઇ, ઉત્તમ રાસ્તી અને નેકીનો સદ્દ-**ગુણ પ્રાપ્ત કરવા યત્ન કરવો. આપણી જીંદગીનાં દરેકે દરેક કાર્યમાં રાસ્તી અને ભલાઇ ઉપરજ અમલ કરવો.

આપણી '**અષેમ્ વોહુ**'ની રોજીંદી વારંવાર વપરાતી નાની પણ અતિશય સુભાષિત બંદગીમાં, દરેક સહવારે બીછાણેથી ઉઠતાં અને રાતે બીછાણે જતાં, અષોઇ અને રાસ્તીની અગત્ય અને સ્તુતિ ઉપર આપણે પુષ્કળ ભાર મુકયે છિયે કેઃ—

અષોઇ (સત્યતા, રાસ્તી અને નેકી) એ સૌથી ઉત્તમ સદગુણ છે. તેજ ખરૂં સુખ છે. ખરેખરૂં સુખ તેને માટેજ છે જે સંપૂર્ણ રીતે રાસ્ત અને ભલો છે.

આ એક મહાન affirmation અથવા auto-suggestion છે. **ઉમદા જરથોશ્તી ચારિત્ર (character)**નો પાયો આ નાની બંદગી ઉપર રચાયો હતો, અને હવે પછી પણ જો સમજીને નિયમિત ભણતાં રહીશું તો કાયમ સુધી રચાયલો રેહશે.

(ખ) આપણે 'વૉહુ મનસ્' યાને **ભલાં મન અને સ્વચ્છ વિચારનો સદ્ગુણ** એટલે કે જ્ઞાન અને કેળવણી વડે દાદાર અહુરમઝદે આપેલી અક્કલ ખિળવવી જોઇએ કે જેથી ઉમદા ડહાપણની પ્રકાશિત રોશની આપણને મળે. જ્યારે આપણું **મન ભલું, સમતોલ અને શાંત** (અહુરમઝદ સાથે એકસાન) થશે ત્યારે આપણી જીંદગી સંપૂર્ણ ડહાપણથી હુમત, હુખ્ત અને હવરસ્તના સદ્ગુણોવાલી થશે.

(ગ) આપણે 'સ્પેંત આરમઇતિ' એટલે કે **પ્રેમ, ભક્તિ, સખાવત, અને દુન્યાનાં ભલાં માટેનાં ઉમંગી કાર્યો કરવાનો સદ્ગુણ** ખિળવવો જોઇએ. આ સુંદર નાનાં ફરમાનમાં તમામ ભલાઇઓ, સંસારી સદ્ગુણો અને ફરજો આવી જાય છે. ઇન્સાન જાત માટેનો પ્રેમ, ગરીબોનાં રક્ષણ અને ઉદ્ધાર માટેનું દીલસોજ જીગર, સખાવતી રૂડાં કાર્યો, નમ્રતા, ઐયાસી-પણાંની સમુલગી ગેરહાજરી, ઉદ્યોગ માટેનો ઉત્સાહ અને ખંત, તેમજ સ્વચ્છ ભક્તિ, એ સર્વે 'સ્પેંત આર-મઇતિ'ના સદ્ગુણમાં સમાઇ જાય છે.

(ઘ) તવંગર કે ગરીબ, ઉમરાવ કે ખેડુત, એ બધાં લોકોનાં ભલાં માટે રાસ્ત અને રૂડું રાજ્ય સ્થાપવામાં અને તેને ટેકવવામાં આપણે પુરતી મદદ અને

ટેકો આપવો જોઇએ. "**ખુદાનાં તમામ ફરજંદો માટે સમાનતા, સુલેહ, સુખશાંતિ અને આબાદી**" એ આપણો મુદ્રાલેખ હોવો જોઇએ. એને 'વૉહુ ક્ષથ્ર' યાને પવિત્ર નૈતિક સત્તાના આશિર્વાદ કેહવામાં આવે છે કે જેથી આ દુન્યાની અંદરજ અહુરમઝદનું આબાદીભર્યું રાજ્ય સ્થાપવાને આપણે સામર્થવાન થઇએ છિયે.

(ૐ) આપણે હંમેશાં **આપણું શરીર સ્વચ્છ અને પુરતી તનદરોસ્તીમાં રાખવું જોઇએ** અને એક ધાર્મિક ફરજ તરીકેજ આપણાં શરીરની જતન લેવી જોઇએ. સુખશાંતિ અને સ્વચ્છતાના સર્વે નિયમો આપણાં પોતાનાં ઘર, શેહેર અને દેશની આરોગ્યતા માટે ઘણી કાળજીથી

અમલમાં મુકવા જોઇએ. તનદરોસ્તી અને સ્વકાણુ એ બે પવિત્ર ફરજો છે, તેને આપણે 'હઉર્વતાત્' યાને આ દુન્યાની આપણી સંપૂર્ણ તન-દરોસ્ત હાલત અને સુખનો સદ્દગુણ અને આશિર્વાદ કરી કહયે છિયે.

(ચ) ઉપલા નિયમો ઉપર રચેલી જીંદગી **આ દુન્યવી હાલતમાં ઉત્તમ સુખ અને સંપૂર્ણતા** લાવી આપે છે, તેમજ **હવે પછીની જીંદગી માટે** 'અમૅરતાત્' યાને **આનંદમય હાલત અને અમર્ગી** મળે છે, કે જેથી કરી જ્યારે તે કિર્ત્તારનો હોકમ થાય ત્યારે પાક અહુરમજદનાં 'ગરો દેમાન' યાને ગાયણોના મધુર સરોદ-વાળાં સ્થળમાં અને સાહેબની હાજ-રીમાં સુસ્વરૂપ અને સુર્ખરૂ જઇએ.

---

# શું ના કરતો.

---

લાલચ લોભમાં લેટટો ના,
કીનો દીલમાં રાખતો ના,
ગુસ્સાને વશ થાતો ના,
દુષ્ટ વિચારથી દૂર રહી.

જૂઠું જીભે બોલતો ના,
ખામી લોકની ખોલતો ના,
ભૂંડા બોલો ભાખતો ના,
દુષ્ટ વચનથી દૂર રહી.

પાપોને પંપાળતો ના,
બુરી દોસ્તી રાખતો ના,
ખોટે રસ્તે ચાલતો ના,
દુષ્ટ કામોથી દૂર રહી.

---

# નવજોત ક્રિયા.

## નવજોત થનાર બાળક માટે બે બોલ.

હાલની વિદ્યા (science) એ પુરવાર કર્યું છે કે કોઇ શિક્ષણનો ઉંડાણથી છાપ મારવા અને કોઇક વિચાર મનમાં બરાબર ઉતારવા અને બેસાડવા બાહારની કોઇક દેખાતી ચીજ યા ક્રિયા બહુ અવષ્યની થઇ પડે છે.

જૂના જમાનાથી ધર્મ અને નીતિના ઉમદા સબકો એજ પ્રમાણે બાહારનાં ચિન્હો અને ક્રિયાઓ મારફતે મન ઉપર ઠસાવવામાં આવતા હતા. જ્યારે ક્રિયાઓ થોડી, બંધબેસતી અને મનનિય હોય, જ્યારે વપરાતાં ચિન્હો સુંદર અને પવિત્ર હોય, ત્યારે તે ક્રિયાઓ અને ચિન્હોની મોતેબર મકસદ પુરેપુરી પાર પડે છે.

એક બાળકને માઝદયસ્ની જરથોસ્તી ધર્મમાં લેવા માટે થતી નવજોત ક્રિયા પણ એજ પ્રકારની

ઘણી સુંદર, અસરકારક અને અક્કલ પસંદ છે. 'નવજોત' એટલે સૃષ્ટિનાં મૂળ (The Cause of All Causes) મહાજ્ઞાની અહુરમજદની ખરી લાગણીથી **"નવો પરસ્તેશ કરનાર."**

યાદ રાખવું કે જે મૂળ તત્વો નવજોત થનારાં બાળકને શિખવવામાં આવે છે તે ઘણાંજ મોતેબર છે, ખુદ ક્રિયા ઘણી સાદી, અને અંદર વપરાતાં ચિન્હો ઘણાંજ ખાલેસ અને પવિત્ર છે.

જરથોસ્તી ધર્મમાં સ્ત્રી અને પુરૂષનો દરજ્જો એકસરખો રાખ્યો છે, અને ધાર્મિક બાબદોમાં તેઓ સર્વે સમાન હકો ધરાવે છે. સ્ત્રીને પણ દુન્યાનાં દરેક કાર્યોમાં એકસરખોજ ભાગ અને હક આપવામાં આવ્યો છે. આ નવા 'જોતી' યાને ધર્મમાં નવા દાખલ થનાર છોકરા કે છોકરીને નીચલાં સુભાષિત શિક્ષણો એકસરખાં આપવામાં આવે છે:—

૧. **અષેમ વૉહુ**ની સુંદર બંદગી આપણને શિખવે છે કે અષોઇ યાને સત્યતા, રાસ્તી અને

નેકી, એ સૌથી ઉંચ સદ્ગુણ છે, અને ખરેખર સુખનું સાધણ છે.

૨. **યથા અહૂ વઇરયો** આપણને શિખાડે છે કે:—

એક જગતકર્તા મહાજ્ઞાની સાહેબને સર્વોત્તમ પિછાણવા,

સત્યતાની મારફતે ઇન્સાન પણ ખુદા જેવો (God-like) થઇ શકે તે જાણવું.

ભલાં મનથી કીધેલાં રૂડાં કામો માટે સદા આર્જુ રાખવી અને તે ખુદા તરફની ફરજ તરીકેજ કરવાં, કાંઇપણ બદલાને ખાતર નહીં,

લાયક ગરીબોને મદદ અને પોષણ આપી અહુરમજદનું આનંદમય સુખભર્યું રાજ્ય આ ગેતીની દુન્યામાંજ સ્થાપવું.

૩. હંમેશાં સત્યતા, નેકી અને ખરાંની તરફેણમાં રહી અસત્યતા, બદી અને ખોટાંની સાથે બળત્વારીથી લડવું.

૪. ભલા વિચાર, ભલા સખુન અને ભલાં કામો માટે આર્જુ રાખી, તે સદ્‌ગુણો મેળવી રોજીંદી જીંદગીમાં અમલમાં મુકવા; અને બુરા વિચાર, બુરા સખુન અને બુરાં કામો તજી દઇ, તેઓથી દૂર રહેવું અને તેઓની સામે હિંમતથી લડવું.

હવે પછી આપેલી સુંદર, ટુંકી, ભાવાર્થથી ભરપૂર, ઉમદા બંદગીઓનો કાળજીથી અભ્યાસ કરો, તેની ઉપર પુખ્ત વિચાર કરો; અને તમે જોશો કે જીંદગીમાં અતિ ઉપયોગી થઇ પડે એવાં ઉમદા શિક્ષણો તમને મળશે.

## નવજોત ક્રિયા અને તેની સમજણ.

નવજોત થનાર બાળક–છોકરી યા છોકરા–ને પેહેલાં નહવડાવી તેનું શરીર સ્વચ્છ કરવામાં આવે છે. કારણ **શારીરિક પવિત્રાઇ આત્મિક પવિત્રાઇ મેળવવાનું સૌથી પેહેલું અને અગત્યનું પગઠીયું છે.**

(નવજોત થનાર બાળકને તેનાં ભિત્તરને પવિત્ર કરવાનો ખ્યાલ આપવા માટે, એક ચિન્હરૂપ, અસલમાં નીરંગનું અને હાલમાં કેટલેક ઠેકાણે દાડમના રસનું કે હોમનાં પાણીનું એક નાનું ગ્લાસ આપવામાં આવે છે, જો કે અવસ્તામાં એવું યા બીજું કશુંએ પીવાનું કાંઇ પણ ખુલ્લું ફરમાન આપવામાં આવ્યું હોય એવું લખાણ મળતું નથી).

નાહી રહ્યા પછી તે બાળકને શુદ્ધ સફેદ પવિત્ર પોશાક પેહરાવી નવજોત ક્રિયા કરવા માટેનાં દિવાનખાનાંમાં લઇ જવામાં આવે છે; ત્યારબાદ વડા ધર્મગુરૂ અને નવજોત થનાર બાળક હવે પછી આપેલી બંદગીઓ મોટેથી મિજલસ સન્મુખ ગાઇને પઢે છે અને તે બાળકને એ ક્રિયામાં 'સદરો' યાને "સફેદ પવિત્ર પેહરણ" અને 'કુસ્તી' યાને "સફેદ ઉનનો પવિત્ર કમરબંધ" પેહરાવવામાં આવે છે.

શુદ્ધ સફેદ રૂનો સુતરાઉ સદરો **સાદાઇ, પવિત્રાઇ અને જીંદગીમાં હંમેશ રાખવી**

**જોહતી સંપૂર્ણ સ્વચ્છતાનો** ખ્યાલ આપે છે, જ્યારે કુસ્તી જે ગરીબ નિર્દોષ મેંઢાંનાં સફેદ ઉનની બનાવવામાં આવે છે તે **નિર્દોષતા, નમ્રતાઇ અને નર્માશનો** ખ્યાલ આપે છે; કારણુ કે અસલવારેથી મેંઢું ઉપલા તમામ સદ્‌ગુણોનું એક ચિન્હરૂપ ગણાતું આવ્યું છે.

કુસ્તી આપણી કમરની આસપાસ ત્રણ આંટામાં વિટાળવામાં આવે છે કે જેથી તે આપણુને ચાલુ અને ચાલુ ખ્યાલ આપે અને યાદ દેવડાવે કે **નવજોત થતી વખતે** આપણે **હુમત, ભલા અને નેક વિચાર, હૂખ્ત, ભલા અને નેક સખુન અને હ્વર્શ્ત, ભલાં અને નેક કામો કરવાનો જે કોલ આપ્યો છે તે આપણી હરરોજની જીંદગીમાં પાળી એ ત્રણે કબુલાતો ચાલુ અમલમાં મુકવી.**

ઓ નવજોત થનારાં ફુલ મિસાલ કુમળાં બાળકો! તમારી ચાલુ રોજીંદી જીંદગીમાં આ

સુદરેહ અને કુસ્તીનાં, નેકીનું કૌવત આપનારાં, પવિત્ર ભલી કબુલાતો યાદ દેવાડનારાં નીશાન તરીકેનાં આ ઉપયોગી પેહરણો તમારાં શરીર ઉપર ચાલુ હંમેશાં પેહરજો; કારણ કે **પવિત્રાઇ, સત્યતા, નિર્દોષતાનાં અને બીજાં ઉમદા ભલાં કાર્યો** જે દરેકે દરેક માનવીએ, ખસુસ કરીને જરથોશ્તીએ કરવાનાં છે તેનું તેઓ તમને સરસમાં સરસ રીતે ચાલુ ભાણુ કરાવતાં અને યાદ આપતાં રેહશે.

એક ફરેશ્તાને કદાચ એવાં યાદ કરાવનારાં ચિન્હોની જરૂર ન હોય; બનવાજોગ છે કે એક ફીલસુફ યા જ્ઞાની પુરૂષને આવાં ચિન્હોની ઘણી જરૂર ન હોય; પણ આપણા સર્વે નથી તો ફરેસ્તા કે નથી તો જ્ઞાની ફીલસુફો. આપણી ઇન્સાન તરીકેની નબળાઇઓ આપણે જાણ્યે છિયે; તો સત્યતા અને નેકીના રાહ (path) ઉપર ચાલુ રેહવા આપણા મહાન, ઉમદા, પવિત્ર ધર્મ અને તેનાં સાચ્ચાં, સાદાં, અક્કલપસંદ થોડાંક ક્રિયાકામો

અને ચિન્હોને હંમેશ સુધી વળગી રહો. ખચીતજ તે ચિન્હો તમને મદદ કરતાં થઇ પડશે અને તમારી દરરોજની જીંદગીમાં સુચનારૂપ થઇ તમને વધારે અને વધારે ઉમદા અને ભલી જીંદગી ગુજારતાં કરશે અને તમને અને માનવી જાતને સુખના સાગર તરફ લઇ જશે.

## સુખનો સાગર.

સૌ લોક સુખની શોધમાં જગતમાં ભમે છે,
જર અને જોર ખરચી સૌ કોઇ રમે છે,
પતંગ્યાં મિસાલ સર્વ અહીં તહીં ઉડે છે,
પણ સુખ તો નહીં મળતું! જીગર તો જળે છે!
શું જોઇએ છે તને સુખ? તો જરથોસ્ત દે છે,
રે માનવીાં કાં તું ફોકટ ફરે છે?
**રાસ્તી, ભલું મન ને પ્યાર અખ્ત્યાર કર,**
**ને જો, કેમ તને સુખનો સાગર મળે છે.***

---

* આ નાની કવિતા મરહુમ ઉસ્તાદ શેહરયારજી ભરૂચાની એક કવિતા ઉપરથી લીધી છે.

# રોજીંદી બંદગીઓ.

---

## અશેમ વોહૂ.

---

અશેમ વોહૂ વહિશ્તેમ અસ્તી,
ઉશ્તા અસ્તી, ઉશ્તા અહ્માઇ
હ્યત્ અશાઇ વહિશ્તાઇ અશેમ.

---

## અશેમ વોહૂ.

(અશોઇની વખાણ.)

---

અશોઇ, સત્યતા અને રાસ્તી એ સૌથી શ્રેષ્ટ સદગુણ છે; તે સુખ છે; ખરૂં સુખ તે ભોગવે છે જે હમેશાં ઉત્તમ સચ્ચાઇ જાળવે છે.

## યથા અહૂ વઇર્યો.

---

યથા અહૂ વઇર્યો અથા
રતૂશ અષાત્‌ચીત્‌ હચા
વંઘ્હેઉશ દજ્દા મનંઘ્હો શ્યઑથનનાંમ્‌
અંઘ્હેઉશ મજ્દાઇ
ક્ષથ્રૅમ્‌ચા અહુરાઇ આ યિમ્‌
દ્રિગુબ્યો દદત્‌ વાસ્તારૅમ્‌.

---

# યથા અહૂ વઇર્યો.

## (મીનોઇ સખુન.)

---

જેમ અહુરમઝદ સર્વોપરી સાહેબ છે, તેમ આત્મિક વડો રાહબર પણ પોતાના સચ્ચાઇ અને શુદ્ધપણાના ઉંચ સદ્‌ગુણોને લીધે ખુદા મિસાલ (God-like) થાય છે.

તે ભલાં મનની જીંદગીનાં કાર્યો અહુરમઝદને અર્પણ કરે છે.

લાયક ગરીબનો રક્ષક થઇ તે મહાજ્ઞાની સાહેબને પોતાનું કૌવત અને સત્તા અર્પણ કરે છે.

---

## કેમ્ ના મજ્દા.

---

કેમ્ ના મજ્દા મવઇતે પાયૂમ્ દદાત્, હ્યત્ મા દ્રૅગ્વાઓ દીદરૅષતા અએનંઘહે અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંઘહસ્ચા, યયાઓ શ્યઓથનાઇશ અષૅમ્ થ્રઓશ્તા અહુરા, તાંમ્ મોઇ દાંસ્ત્વાંમ્ દએનયાઇ ફ્રાવઓચા.

કે વૅરૅથ્રમ્-જા થ્વા પોઇ સેન્ગહા યોઇ હૅન્તી; ચિથ્રા મોઇ દાંમ અહૂમબિશ રતૂમ ચીજ્દી; અત્ હોઇ વોહૂ સ્રઓષો જન્તૂ મનંઘહા, મજ્દા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્.

પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ મજ્દાઓસચ આરમઇતિશ્ચ સ્પૅન્તસ્ચ, નસે દએવી

## કેમ ના મજદા.

(તું હમારો આધાર, ઓ મજ્‌દ!)

---

મુશ્કેલી અને બખેડાના વખતમાં જ્યારે બુરાઓ હમને કીનાભરેલાં નુકસાનથી ડરાવે ત્યારે, ઓ અહુરમજદ! તારાં ભલાં મન અને સત્યતાનાં શિક્ષણો સિવાય બીજું કોણ હમારો બચાવ કરશે?

મારા ધર્મ ઉપર એતેકાદ રાખવા અમશાસ્પંદો તારાં દીની ફરમાનો લઇ આવે. તારાં શિક્ષણો વડે કોણ બુરાઇને મારી કાઢશે? આ બન્ને દુન્યાને માટે હમને આત્મિક રાહબર આપ.

તારા પસંદ કીધેલા ભકતોની મદદને માટે ભલાં મનની બક્ષેશ સાથે સરોશ (યાને અંતરજ્ઞાન) કયારે આવશે?

ઓ પ્રેમ અને ભકિતની પરમાર્થી શકિતઓ! હમને ગુસ્સા અને અદેખાઇથી બચાવો; નઠારી

દ્રુક્ષ્, નસે દએવો ચિથ્રે, નસે દએવો ફ્રકરૂશ્તે, નસે દએવો ફ્રદાઇતે, અપ દ્રુક્ષ્ નસે, અપ દ્રુક્ષ્ દ્વાર, અપ દ્રુક્ષ્ વીનસે, અપાખેધ્રે અપ-નસ્યેહે, મા મૅરૅન્ચઇનીશ્ ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે.

નૅમસ્ચા યા આરમઇતિશ્ ઇઝાચા. અષૅમ વૉહૂ (૧).

---

જુદાઇ સદા નાશ પામજો, બુરાઇની નસલ હમેશાં નાબુદ થજો. બુરાઇનાં ફળો! તમે અણુદિઠ થજો, જેમાંથી સર્વે સુંદર વસ્તુઓ પેદા થાય છે. બુરાઇ આ દુન્યાનાં મૂળ તત્વનો કદી પણ નાશ કરે નહીં, પ્રેમ અને નમ્રતાના સદ્‌ગુણો! તમને આદરમાન હોજો.

---

## નીરંગે કુસ્તી બસ્તન.

---

(અહુરમજદ ખુદાએ.)

---

અહુરમજદ ખુદાએ, અહરિમન અવાદશાહાં દુર અવાઝ દાશતાર.

જદ શિકસ્ત બાદ અહરિમન, દેવાં, દ્રુજાં, જાદુઆં, દરવંદાં, કીકાં, કરફાં, સાસ્તારાં, ગુનાહગારાં, આશમોગાં, દરવંદા, દુશમનાં, પરયાં જદ શિકસ્ત બાદ. દુશ પાદશાહાં અવાદશાહાં બાદ; દુશમનાં સતોહ બાદ; દુશમનાં અવાદશાહાં બાદ.

અહુરમજદ ખોદાએ, ઍઝ હમા ગુનાહ પતેત પશેમાંનોમ, ઍઝ હરવસ્તીન દુશમત દુઝુખ્ત દુઝવરશ્ત, મૅમ પ ગેતી મનીદ; ઓએમ ગોફત, ઓએમ કરદ, ઓએમ

# નીરંગે કુસ્તી બસ્તન.

મહાજ્ઞાની દાદાર અહુરમજદ, સર્વોત્તમ પેદા કરનાર સાહેબનાં નામથી શરૂ કરૂં છું.

અપવિત્ર દુષ્ટ—મન હમેશાં નાશ પામેલું થજો. તમામ જૂઠા માણસો, બુરૂં કરનારાઓ, પાપીઓ, સારી શિખામણ નહીં સાંભળનારાઓ, દેખતી આંખે આંધળા અને છતે કાને બેહેરાઓ સદા હારેલા અને નાશ પામેલા થજો.

બુરા પાદશાહો હમેશાં સત્તા વગરના થજો અને તમામ બુરા દુશ્મનો હમેશાં લાચાર થજો.

ઓ સર્વજ્ઞાની, સર્વ શકિતવાન, મીનોઇ બાપ અહુરમજદ! હું મારાં તમામ પાપોનો પસ્તાવો કરૂં છું. જે બુરા વિચારો મેં વિચાર્યા હોય, જે બુરા શબ્દો હું બોલ્યો હોવું અને જે બુરાં કામો મેં કીધાં હોય, તથા જે બદી અને ખરાબી મારી મારફતે અને મારાથી ઉત્પન્ન થઇ હોય તે માટે હું પસ્તાવો કરૂં છું.

જસ્તત્, ઓએમ્ બૂન બૂદ્ ઑસ્તૉદ્, ઑજ઼ આંન્ ગુનાહુ મનશ્ની ગવશ્ની કુનશ્ની; તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અત્રાખ્શ પશેમાં, પ સૅ ગવશ્ની પ પતેત્ હોમ.

ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઓ; તરોઇ-દીતે અંધ્રહે મઇન્યેઉશ. હુઇથ્યાવર્શતાંમ્ હ્યત્ વસ્ના ફ્રષોતૅમૅમ; સ્તઑમિ અશૅમ. અષૅમ્ વૉહૂ ૧, યથા અહૂ વઇર્યો ર, અષૅમ્ વૉહુ ૧.

વિચાર, વચન અને કામોને લગતા, શરીર અને રવાનને લગતા, ગેતી અને મીનોઇ જીંદગીને લગતા, મારા સઘળા ગુનાહો, માટે ખરાં અંતઃકરણથી પશ્ચાતાપ કરી પાછો ફરૂં છું.

મહાજ્ઞાની અહુરમજદને ખુશ્નુદ અને ખુશાહાલ કરવા અને બુરાં મનને ધિક્કારવું, તમામ મનુષ્યનાં સુખ માટે યત્ન કરનારાઓની સૌથી ઉત્તમ ઇચ્છા આ છે.

અષોઇના કાનુન અને સત્યતા તથા સ્વચ્છતાને હું વખાણું છું.

(આ ઉપલી કબુલાત આપતાં આપણે શુદ્ધ સફેદ ઉનની કુસ્તી પવિતાઇ અને નિર્દોષતાની નીશાન તરીકે આપણી કમરની આસપાસ ત્રણ આંટામાં વિંટાળ્યે છિયે, જે ત્રણ આંટા મુખ્ય ફરમાનો હુમત, હૂખ્ત અને હવર્સ્તની યાદ આપે છે. ત્યાર પછી અષૅમ્ વૉહૂ ભણતાં સત્યતા અને રાસ્તીની ફરીથી સ્તુતિ ગાઇયે છિયે.)

## જસ મે અવંઘ્રહે મજદ.

---

☞ જસ મે અવંઘ્રહે મજદ. ત્રણ વખત પઢવું) મજદયસ્નો અહ્મી, મજદયસ્નો જરથુશત્રિશ ફ્રવરાને આસ્તૂતશ્ચ્યા ફ્રવરૅતસ્ચ્યા, આસ્તુયે હુમતૅમ મનો, આસ્તુયે હૂખ્તેમ વચો, આસ્તુયે હ્વર્શ્તૅમ શ્યઑથનૅમ. આસ્તુયે દએનાંમ વંઘુહીમ માજદયસ્નીમ ફ્રસ્પાયઑખ્ધાંમ, નિધાસ્નઇથિષૅમ, ખ્એત્વદથાંમ, અષઑનીમ, યા હાઇતિનાંમ્ચા બૂશ્યેઇન્તિનાંમ્ચા મજિશ્તાચા, વહિશ્તાચા, સ્રએશ્તાચા, યા આહૂઇરિશ જરથુશત્રિશ,

# મઝદયસ્નો અહ્મી.

## (દીનનો એકરાર.)

---

ઓ અહુરમજદ! મારી મદદે આવ. હું એકજ મહાજ્ઞાની પેદા કરનાર અહુરમજદની ભકિત કરનાર માઝદયસ્ની જરથોસ્તી છું. હું મારા ધર્મ ઉપર ઉસ્તવાર છું અને ભલા વિચારોજ મનમાં ઉત્પન્ન કરવા માન્યતા ધરાવું છું. નેક બોલાયલા સારા સખુનોમાં આસ્થા ધરાવું છું. રૂડી રીતે કીધેલાં ભલાં કાર્યો ઉપર યકીન રાખું છું. પવિત્ર ભલી માઝદયસ્ની દીન ઉપર મારૂં અડગ યકીન જાહેર કરૂં છું, જે ભલી દીન હથિયારોની બંધી કરે છે, અને તમામ લડાઇ તથા કજીયા કંકાશનો છેડો લાવે છે; અને જે દીન માણસને અહંકાર વગરના અને સ્વભોગ આપનારાં બનાવે છે. મહાજ્ઞાની દાદાર અહુરમજદની દીન જે સ્પિતમાન જરથુસ્ત્ર સાહેબ લાવ્યા હતા તે દીન જે સઘળી દીનો

અહુરાઇ મજદાઇ વીસ્પા વૅાહુ ચિનહ્મી
અએષા અસ્તિ દએનયાઓ માજદ-
યસ્નોઇશ આરતૂઇતિશ.

અષૅમ વૅાહૂ ૧.

---

હાલમાં છે, અગાઉ થઇ ગઇ અને હવે પછી થશે તેમાં સૌથી મહાન, સૌથી ઉત્તમ, સૌથી શ્રેષ્ટ છે.

તમામ ભલાઇ અને નેકી અહુરમજદ તરફથી આવે છે.

ભલી માઝદયસ્નની જરથોસ્તી દીનનો આ એકરાર છે.

---

## દોઆ નામ સેતાયશન.

ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઑ. અષેમ વોહૂ ૧.

પ નાંમ-ઇ યઝેદ-ઇ બક્ષાઇંદ-ઇ બક્ષાઇશગરૂ-ઇ મેહેરબાન્.

નાંમ્ સ્તાઇશન્-ઇ ઓહ-ઇ હમા બૂદ ઉ હમા હસ્ત ઉ હમા બેદ. યઝેદ-ઇ સ્પેના મીનો, ઇ અન્દરૂઇચ મીનોયાં મીનો, વશ્ ખતી યક્, ઉ નાંમ્ હોરૂમૅજદૂઇચ ખદાએ-ઇ મહેસ્ત ઉ તવાના ઉ દાના ઉ દાદાર ઉ પરૂવરૂદાર ઉ પાના ઉ ખાવર ઉ કૅરૂફ્ગર ઉ અવખ્શદાર ઉ અવીજ વેહ-દાએસ્તાની ઉ હમા જોરૂ.

સૅપાસ્-ઇ ઓહ-ઇ વઝોર્ગ્-ઇ ઓસ્તયાં કે આફ્રીદ પ ખેશ્ અનહુમબતી ઝોરૂ ઉ દાનાઇ અવરૂતરૂ શશ્ અમૅશાસ્પંદ ઉ

# નામ સેતાયશન.

## (પવિત્ર નામની વખાણ.)

---

ધણાજ ડહાપણવાલા અહુરમજદની ખુશ્નુદી અને વખાણ હોજો.

દયાળુ, ગુનાહ માફ કરનાર અને ઇન્સાફી સાહેબનાં નામથી આ શરૂ કરૂં છું.

આ વખાણ છે પવિત્ર અહુરમજદનાં નામની, જે હંમેશ હતો, હંમેશ છે અને હંમેશ રહેશે.

તે સાહેબ વૃદ્ધિ કરનાર મીનો, અણદીઠમાં પણ અણદીઠ; તેનું મૂળ એકજ, અને તેનું નામ અહુરમજદ, સૌથી મોટો ધણી, સર્વ શકિતવાન, સર્વ જ્ઞાની પેદા કરનાર, પોશણ કરનાર અને પાળનાર, ઇન્સાફી, સવાબકાર, માફી બક્ષનાર, પવિત્ર, ભલા કાનુનવાલો, અને તમામ જોરેમંદ.

તે મહોટા ઉસ્તવાર સાહેબના શુક્રાના! જેણે પોતાની હરીફાઇ વિનાની સત્તા, અને ડહાપણથી છ

અવદ્ વસ્ યજદ્હાંન્ ઉ રોશાન્ વહેશ્ત્ ઉ ગરોતમાંન્ ઉ ગૅર્દ્-ઇ આસ્માંન્ ઉ ખુર્-ઇ તાવા ઉ માહ્-ઇ બાંમી ઉ સ્તર્-ઇ વસ્-તોખ્મ ઉ વાત્ ઉ અન્દર્વાએ ઉ આતશ્ ઉ આવ્ ઉ જમી ઉ ઉર્વર્ ઉ ગોસ્પંદ્ ઉ અયોખ્શુસ્ત્ ઉ મર્દોમ.

યજીશ્ન ઉ ન્યાયિશ્ન-ઇ ઓઇ-ખ્દાએ-ઇ કૅર્ફગર્; કૅ-શ્ મેહ્ કર્દ્ અજ હર્ ગેતી દહિશ્નાંન્ મર્દુમ્ પ ગુયાઇ ઉ કીરૂઇ ઉ દાત્ શાહ્રયારી-ઇ હુન્ગાંમ્ ઉ શાઇનીદારી-ઇ દામાંન્ પ રજ્મી અયૂજિશ્ન-ઇ પદીર દેવાંન્.

નમાજ ઓ વીસ્પ્-આગાહ્-ઇ ખાવર્, કૅ-શ્ ફ્રેસ્તીદ્, પ યશ્ત્ ફ્રવહ્ર્ જરતુહશ્ત્-ઇ સ્પિતમાંન્ અશ્તી ઓ દામાંન્, દીન્ દાનિશ્ન ઉ વરોઇશ્ન્, આસ્નખ્રદી ઉ ગોશોસ્રૂદ્

બુલંદ, અમર્ગ, વૃદ્ધિવાન અમશાસ્પંદો (મિનોઇ શકિતઓ), ઘણા ચમત્કારિક યજદો, રોશન બેહેસ્ત. ગરોથ્માન, આસ્માન, તેજસ્વી ખુરશેદ, ઝળકતો માહતાબ, ઘણાં તોખમ ધરાવતા સેતારા, પવન, વાતાવરણ, આતશ, પાણી, જમીન અને વનસ્પતી, ગોસ્પંદ, ધાતુ તેમજ મનુષ્યજાતને બનાવ્યાં.

તે સવાબકાર સાહેબનાં વખાણ અને નેમાજ, જેણે તમામ પેદાયશોમાં માણસજાતને વાચા શકિત અને બુદ્ધિની બક્ષેશથી ચહડતો દરજ્જો આપ્યો, અને દેવો સામે લડવા માટે જમાનાની શેહરયારી અને પેદાયશ ઉપર હકુમત આપી.

તે તમામ જાણકાર સાહેબને નેમાજ જેણે વખણાયલાં ફરોહરવાલા અશો સ્પિતમ જરથુસ્ત્રની પયગમ્બરી મારફતે પેદાયશ માટે મોકલ્યાં: દીનને લગતું જ્ઞાન અને ઇમાન, જાતી અક્કલ અને કાને મેલવેલી અક્કલથી તમામ હાલમાં હયાત, ભૂતકાળમાં

ગ્રહી શનાસઇ ઉ શાઇનીહારી-ઇ વીસ્પ હસ્તાંન્ ઉ બૂહાંન્ ઉ બેહાંન્ ફ્રહુન્ગાંન્ ફ્રહુન્ગ માંથ્ર સ્પેન્દ્ર કુ બેદ્દ રવાંન્ ઓ પુહુલ્ બુખ્તારૂ ઇ અજ દુજખ્ ઉ વતારૂતારૂ-ઇ ઓ આં-ઇ પહલુમ્ અખાં-ઇ અશોઆંન્-ઇ રોશન્-ઇ હુબોઇ હમા ખારી.

પ ક્રમાંન્-ઇ તો ખાવરૂ, પ ક્રમાંન્-ઇ તો ખાવરૂ, પ ક્રમાંન્-ઇ તો ખાવરૂ, પદીરૅામ્ ઉ મીનૅામ્ ઉ ગુયૅામ ઉ વરૂજૅામ્ દીન્ ઇ અવીજ; આસ્તવાન હૅામ્ પ હરૂ કૅરૂફૂ ઉ અવખ્શ હૅામ્ અજ વસ્ બજ; અવીજ હારૂઑામ્ ખદી ઉ આસ્નીદ કુનિશ્ન્ ઉ પહરેજિશ્ન પાફ્ શશ જોરાંન્-ઇ જાંન્ મનિશ્ન ઉ ગવૅશ્ન ઉ કુનેશ્ન ઉ વીરૂ ઉ હુશ ઉ ખ્રદ.

પ કાંમ-ઇ તો કૅરૂફગરૂ તવાંન્ સામાનીહા ફ્રનૅામ્ આં યત્ પ્રસતિશ્ન પ વેહ મનિશ્ની

થઇ ગયલી અને ભવિષ્યમાં થનાર પેદાયશની પિછાણ અને હકુમત, તથા શિક્ષણોમાંનું સૌથી ઉમદા શિક્ષણ, વૃદ્ધિવાન માંથ્રવાણી, જે ચિન્વત પુલ ઉપર રવાનને દોજખથી મુક્તિ બક્ષનાર, તેમજ અશો રવાનોની નુરમંદ, સુગંધથી ભરપુર સંપૂર્ણ સુખવાલી બેહેસ્તી જીંદગી તરફ તારનાર.

તારાં ફરમાનથી, ઓ અપાર શક્તિવાલા સાહેબ, હું તારી પવિત્ર દીન કબુલ રાખું છું, તે દીન ઉપર મનન કરૂં છું, તે દીનને અનુસરી બોલું છું, અને તે દીન ઉપર અમલ કરૂં છું; હું તમામ સવાબનાં કામો ઉપર ઉસ્તવાર રહી, અગણિત ગુનાહોથી મુક્ત થાઉં છું. હું પવિત્ર રાખું મહારી ખુદી, જાતી કરણી, પરહેજગારી, અને છ પાક જીવન શકિતઓ: મનસા, વાચા, કર્મ, વૈર્ય, હોશ અને ડહાપણ.

તારી ઇચ્છા અનુસાર, ઓ સવાબકાર સાહેબ! મારા સ્વચ્છ વિચાર, ભલાં વચન અને રૂડાં કર્મથી,

ઉ વેહ્ ગવૅશ્ની ઉ વેહુ કુનિશ્ની, કુ વશાયૅામ્ રાહ્-ઇ રોશાન્, કુ ઑામ્ ને રસેદ્દ ગૅરાંન પજદ્દ-ઇ દુજખ્, ઉ વતીરૅામ્ પ જયા વતરૂગ, ઉ રસૅામ્ ઓ આં માં-ઇ વહેશ્ત-ઇ પુર-ઓઇ હરૂવીસ્પ પેસીદ્દ-ઇ હુમા ખારી.

સ્તાઇશ્ન-ઇ ઓઇ અવખ્શુદાર્ ખ઼દાએ, કૅ કાંમ્ ઉ કૅરૂફ પાતહ્લિશ્ન કુનેદ્દ ઇ ક્રમાંન્ શાઇનીદારાંન્, અવદુમિચ્ચ બુજેદ્દ દરૂવંદાંનિચ અજ દુજખ્, ઉ અવીજઇહા વીનારેદ્દ વીસ્પ દાંમ.

☞ સ્તાઇશ્ન્-ઇ દાદાર્ હોરૂમૅજદ્દ-ઇ હરૂ વીસ્પ આગાહ્ ઉ તવાના ઉ તવાંન્ગરૂ, હફ્ત્ અમેશાસ્પૅન્દ્દ ઉ વરહ્રાંમ્ યજેદ્દ-ઇ પીરોજ઼ગરૂ-ઇ દુશ્મન્ જદાર, અમહે હુતાશ્તહે બે રસાદ્દ. અષૅમ્ વૅાહૂ ૧. (☞ ત્રણ વાર પઢે.)

મારી તમામ શક્તિ વડે, હું તારી પરસ્તેશ કરૂં, જે વડે હું રોશન રાહ ખુલ્લો કરૂં, જેથી દોજખનો ભારે અજાબ મને પહોંચે નહીં, અને ચિન્વત પુલ પસાર કરી સુગંધથી ભરપુર, તમામ આરાસ્તે, સંપૂર્ણ સુખવાલાં તે બેહેસ્ત મકાન તરફ હું પહોંચું.

તે માફી બક્ષનાર સાહેબની સેતાયેશ, તેનાં ફરમાન મુજબ ચાલનારાંઓની મુરાદ અને સવાબનો બદલો આપે છે, અને આખરે દરવંદોને પણ દુજખથી મુક્ત કરે છે, તથા તમામ પેદાયશને પવિત્રાઇથી સુધારે છે.

સેતાયેશ સર્વજ્ઞાની, સર્વ શક્તિવાન દાદાર અહુરમજદની, સાત અમેશાસ્પંદોની, અને ફત્તેહમંદ દુશ્મનને મારનાર બેહરામ યઝદની સારી ઘડેલી હિમ્મત મહારી મદદે પહોંચે!

---

## દોઆ વીસ્પ હુમત.

(ત્રણ વાર પઢે.)

વીસ્પ હુમત, વીસ્પ હૂખ્ત, વીસ્પ હ્વર્શ્ત, બઓઁઘો-વર્શ્ત,

વીસ્પ દુશ્મત, વીસ્પ દુઝૂખ્ત, વીસ્પ દુઝવર્શ્ત, નોઇત્ બઓઁઘો-વર્શ્ત.

વીસ્પ હુમત, વીસ્પ હૂખ્ત, વીસ્પ હ્વર્શ્ત, વહિશ્તૅમ્ અંઘ્હુઇમ્ અષએત;

વીસ્પ દુશ્મત, વીસ્પ દુઝૂખ્ત, વીસ્પ દુઝ્વર્શ્ત, અચિશ્તૅમ્ અંઘ્હુઇમ્ અષએત.

વીસ્પનાંમ્ચ હુમતનાંમ હૂખ્તનાંમ્ હ્વર્શ્તનાંમ વહિશ્તૅ અંઘ્હુઇ આઅત હચ ચિથ્રૅમ્.

અષૅમ વૉહૂ ૧.

# દોઆ વીસ્પ હુમત.

(ત્રિગુણુ ભલાઇ.)

---

તમામ નેક વિચાર, તમામ નેક વચન, તમામ
નેક કર્મ બુદ્ધિથી નિપજે છે;

તમામ દુષ્ટ વિચાર, તમામ દુષ્ટ વચન, તમામ
દુષ્ટ કર્મ હિણબુદ્ધિથી નિપજે છે.

તમામ નેક વિચાર, તમામ નેક વચન, તમામ
નેક કર્મ બેહેસ્તની જીંદગી તરફ લઇ જાય છે;

તમામ દુષ્ટ વિચાર, તમામ દુષ્ટ વચન, તમામ
દુષ્ટ કર્મ ઘણીજ પાપી જીંદગી (દોજખ)
તરફ ઘસડી જાય છે.

અને તમામ નેક વિચાર, નેક વચન અને નેક
કર્મનાં બીજમાંથી બેહેસ્તની જીંદગી છે.

---

## ઊશબામ.

---

અથ ઇમાં વચો દ્રૅન્જયોઇશ્, યોઇ અંઘ્ર-હૅન્ વારૅથ્રઘ્નયોતૅમચ; બએષજયોતૅમચ; પન્ચ અહુન વઇર્યં ક્રસ્રાવયોઇશ. યથા અહૂ વઇર્યો (૫); અહુનૅમ્ વઇરીમ્ તનૂમ પાઇતિ, અહુનૅમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનૅમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ. યથા અહૂ વઇર્યો (૧); ☞ કેમ ના મજ્દા (તમામ પઢે.) અષૅમ્ વૉહૂ (૧); યથા અહૂ વઇર્યો (૨૧); અષૅમ્ વૉહૂ (૧૨).

નૅમસ-તે ઊશબામી! નૅમસ-તે ઊશ-બામી! નૅમસ-તે ઉશબામી!

અએતત્ દિમ્ વીસ્પનાંમ્ મજિશ્તૅમ દજદ્દ્યાઇ અહૂમચ રતૂમચ યિમ્ અહુરૅમ મજ્દાંમ્, સ્નથાઇ અંઘ્રહે મઇન્યેઉશ દ્રવતો, સ્નથાઇ અએષ્મહે ખ્રવીદ્રઑશ,

## ઊશબામ.

### (બામદાદને નમન.)

---

હવે આ વચનો તું ભણ, જે ઘણા ફત્તેહ બક્ષનાર, ઘણા અસકારક થશે; પાંચ અહુનવર તું ગા.

અહુનવર શરીરની પનાહી કરે છે.

નમસ્કાર તને, ઓ બામદાદ!

નમસ્કાર તે જે સર્વમાં મહાન અહુરમજદને વડપણ તથા સરદારી આપવા માટે, બુરા અંગ્રેમઇન્યુ (ભૂંડા મન)ને મારવા માટે, ક્રુર (ધાસ્તીભર્યા) ગુસ્સાને મારવા માટે, બુરા બદકારોને મારવા માટે, સઘળી ગેબી બુરી શકતીઓને હઠાવવા માટે.

તેજસ્વી, નુરમંદ અહુરમજદની બરકકત માટે, અમેશાસ્પંદોની બરકકત માટે, તેજસ્વી, નુરમંદ તેશ્તર સેતારાની બરક્કત માટે, અશો નરની

રેનથાઇ માજઇન્યનાંમ્ હ્એવનાંમ્, રન
વીસ્પનાંમ્ હ્એવનાંમ્ વર્ૅન્યનાંમ્ચ દ્રવતાં
ક્રહ્થાઇ અહુરહે મજ્દાઓ રએવ
ખરૅનંઘ્રઉહુતો, ક્રહ્થાઇ અમૅષનાંમ્ સ્પૅ
નાંમ્, ક્રહ્થાઇ તિશ્ત્ર્યેહે સ્તારો રએવ
ખરૅનંઘ્રઉહુતો, ક્રહ્થાઇ નર્શ અષઑ
ક્રહ્થાઇ વીસ્પનાંમ સ્પૅન્તહે મઇન્યે
દામનાંમ્ અષઑનાંમ્. યથા અ
વઇર્યો (૨).

વંઘ્હુચ વંઘ્હુયાઓસ્ચ આફ્રીના
વીસ્પયાઓ અષઑનો સ્તોઇશ્, હુઇથ્યા
બવાંઇથ્યાઇચ બૂષ્યાંઇથ્યાઇચ, અષ
રાસૅન્તીમ દરૅઘો-વારૅથ્મનૅમ્, મિષા
હુવો અઇવિષાચિમ મિષાચિમ આફ્ર
ઑંઘ્હુઇતીમ, બરૅન્તીમ્ વીસ્પાઓ બ
ષજાઓ, અપાંમ્ચ ગવાંમ્ચ ઉર્વરનાંમ
તઉર્વયેઇન્તીમ્ વીસ્પાઓ ત્બએષા
હ્એવનાંમ્ મષ્યાનાંમ્ચ, અરૅષ્યન્તાંમ્ અ

બરકકત માટે, તમામ સ્પેન્ત મઇન્યુની અંશો પેદાયશની બરક્કતને માટે.

સઘળાં અશો જાનદાર, હાલમાં હયાત, ભૂતકાળમાં થઇ ગયલાં, ભવિષ્યમાં હસ્તી મેલવનાર, નર અને નારીનો લાંબા–કાલે પુગનાર કરણીનો બદલો હું આશિર્વાદું છું, જે બદલો હંમેશ સાથે રહેનાર અને ઘણોજ સાથે રહેનાર, હંમેશ સાથે રહેનાર અને કદીપણ ફના નહીં થનાર, જે બદલો પાણી, ગોસ્પંદ અને વનસ્પતિમાંના સઘલા ઇલાજો ધરાવનાર, જે બદલો આ ઘર અને આ ઘરના ઘરધણીને હાણી કરનાર દેવો અને માણસોના દ્વેષને તોડનાર.

હું આશિર્વાદું છું ભલી બક્ષેશો અને ભલા કરણીના બદલા, આગળા અને પાછળના જમાનાનાં ભલાં કાર્યોના લાંબા કાલે પુગનારા, જેથી આપણને મહાન, સરસ અને શ્રેષ્ટ કરણીના બદલા મળે, અમેશાસ્પંદોની યજશ્ને, નયાયિશ્ને, ખુસ્નુદી અને પ્રસંશા કાજે, આ ઘરની બરકકત કાજે, તમામ

ઇચ ન્માનાઇ, અહ્માઇચ ન્માનહે ન્માનો-
પતેએ.

વંઘ્ઉહીશચ અશ્વાઓ વંઘ્ઉહીશચ
અષયો હુપઉર્વાઓ વહેહીશ, અપરાઓ
રાસંન્તીશ દરંઘો-વારંથ્મનો, યથ નો
મજિશ્તાઓંસચ વહિશ્તાઓંસચ સ્રએ-
શ્તાઓંસ્ચ અષયો ઓંરંન્વન્તે, અમંષનાંમ
સ્પંન્તનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓંથ્રાઇચ
ફ્રસસ્તયએચ, ફ્રદથાઇ અહે ન્માનહે, ફ્રદ-
થાઇ વીસ્પયાઓ અષઓંનો સ્તોઇશ,
હમિસ્તેએ વીસ્પયાઓ દ્રવતો સ્તોઇશ,
'સ્તવસ્ અષા યે હુદાઓ યોઇ હંન્તી.'

વસસચ તૂ, અહુર મજ્દ! ઉશ્તાચ
ક્ષએષ હવનાંમ્ દામનાંમ્; વસો આપો,
વસો ઉર્વરાઓં, વસો વીસ્પ વોહુ
અષચિથ્ર;

ક્ષયમ્નંમ્ અષવનંમ્ દાયત, અક્ષય-
મ્નંમ્ દ્રવન્તંમ્. વસો-ક્ષથ્રો ષ્યાત્ અષવ;

અશો હસ્તીની બરકકત કાજે, તમામ બુરી હસ્તીની સામે થવા કાજે; "હું જે સુભકત અષના અચળ નિયમથી સેતાયેશ કરનાર અને આપણ જેઓ છિયે."

ઓ મહાજ્ઞાની સાહેબ અહુરમજદ! તારી ઇચ્છા અનુસાર અને નેકીથી, તારી પેદાયશો ઉપર તું પાદશાહી ભોગવ; તારી ઇચ્છા અનુસાર પાણીઓ ઉપર, તારી ઇચ્છા અનુસાર વનસ્પતિઓ ઉપર, તારી ઇચ્છા અનુસાર અશોઇનું બીજ ધરાવનાર તમામ નેઅમત ઉપર તું પાદશાહી ભોગવ.

અશોને સત્તાવાન બનાવ; જૂઠા અને બુરાઓને અસત્તાધારી. અશો પોતાની ઇચ્છા અનુસાર સત્તાધારી બને; જુઠો અને બુરો પોતાની ઇચ્છા અનુસાર સત્તાધારી નહીં બને, પણ સ્પેન્ત મઇન્યુની પેદાયશમાંથી બાહર ગયલો, હારેલો, હાંકી કહાડેલો, અને અસત્તાધારી બને.

વળી હું જે જરથુસ્ત્ર તે ઘરો, મોહલ્લા, ગામો અને દેશોના વડાઓને આ અહુરમજદી જરથુસ્તી

અવસો-ક્ષથ્રો પચાત્ દ્વાઓ ગતા હામ-સ્તો, નિજઁરૅતો હચ સ્પૅન્તહે મઇન્યેઉશ દામઞ્યો, વરતો અવસો-ક્ષથ્રો.

હક્ષ્ય અર્જૅમચિત્ યો જરથુસ્ત્રો ક્રતૅમાં ન્માનનાંમચ, વીસાંમચ, જન્તુનાંમચ દખ્યુ-નાંમચ અંધ્રહાઓં દએનયાઓ અનુમતય-એચ અનૂખ્તયએચ અનવરૂશતયએચ યા આહૂઇરિશ જરથુશ્ત્રિશ.

યથ નો આઓંઘ્રહાંમ્ પાતો મનાઓ, વહિસ્તો ઉર્વાંનો, ખ્વાથ્રવઇતીશ તન્વો હૅન્તો, વહિસ્તો અંઘ્રહેઉશ આકાઓંસ-ચોઇત્ આહુઇરે મજદ જસૅન્તાંમ્.

(ત્રણ વાર પઢે.)

અષ વહિસ્ત! અષ સ્રએશ્ત! દરૅસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમૅમ્ થ્વા હખ્મ. અષૅમ્ વૉહૂ ૧.

☞ અહ્માઇ રએશ્ચ; હજંધ્રૅમ; જસ મે અવંઘ્રહે મજદ; કૅરફૈહ મોજ્દ.

દીનનાં મત, વાણી અને કર્મ અનુસાર વર્તણુ કરતા બનાવું.

જેથી હમો બન્યે ખુશહાલ મનનાં, સર્વોત્તમ સ્વાનનાં આબાદીભર્યાં શરીર ધરાવનારાં, સૌથી સરસ રૂહાની જીંદગીવાલાં; અને જાહેરીથી અહુર-મજદી રાહને પહોંચ્યે, ઓ મહાજ્ઞાની કીરતાર!

ઓ સર્વોત્તમ અષ (સત્યતા) ઓ શ્રેષ્ટ અષ! (સત્યતા) હમે તારાં દર્શન કર્યે, હમે તને પરિપૂર્ણ પુગ્યે, હમે તારા હમેશના સોહબતી બન્યે.

---

# ક્સ્તુયે.

(અવસ્તા ભાષામાં પતેત.)

---

ક્સ્તુયે હુમતોઇબ્યસ્ચા હૂખ્તોઇબ્યસ્ચા હ્વર્શ્તોઇબ્યસ્ચા માંથ્વોઇબ્યસ્ચા વર્ષ્દ્વોઇબ્યસ્ચા વર્શ્તવોઇબ્યસ્ચા. અઇબિગઇર્યા દઇથે વીસ્પા હુમતાચા હૂખ્તાચા હ્વર્શ્તાચા. પઇતિરિચ્યા દઇથે વીસ્પા દુશ્મતાચા દુઝૂખ્તાચા દુઝ્વર્શ્તાચા.

ક્રા વે રાહી અમેષા સ્પેન્તા! યસ્નેમચા વહ્મેમચા, ક્રા મનંઘ્નહા, ક્રા વચંઘ્નહા, ક્રા શ્યઓથના, ક્રા અંઘ્નહુયા, ક્રા તન્વસચીત ખ્યયાઓ ઉશ્તનેમ.

સ્તઓમિ અષેમ. અષેમ વોહૂ (૧).

---

# ક્રસ્તુયે.

## (અવસ્તા પતેત.)

---

મનસા, વાચા અને કર્મથી, તમામ નેક વિચાર, નેક વચન અને નેક કાર્યોને હું વખાણું છું. સઘળા નેક વિચાર, નેક વચન અને નેક કર્મને હું અખત્યાર કરૂં છું. સઘળા દુષ્ટ વિચાર, દુષ્ટ વચન અને દુષ્ટ કર્મ હું તજી દઉં છું.

ઓ અમર્ગ વૃદ્ધિવાન અમેશાસ્પંદો! તમને હું અર્પું છું યજશ્ને તથા નયાયેશ, આરાધના તથા વખાણ, મ્હારાં મનસા, વાચા, કર્મ તથા અંતઃકરણથી, તેમજ હું અર્પું છું મ્હારી શારીરિક જીંદગી.

હું અશોઇ અને સત્યતાની સ્તુતિ કરૂં છું.

---

## દીનનો કલમો.

(ત્રણ વાર પઢે.)

---

પ નાંમ-ઇ યજેદ્દ-ઇ બક્ષાયન્દહ્-ઇ બક્ષાયિશગરૂ-ઇ મેહેરબાન.

રજિશ્તયાઑ ચિસ્તયાઑ મઝ્દધાતયાઑ અષઑન્યાઑ દએનયાઑ વંઘ્હુયાઑ માઝ્દયસ્નોઇશ.

દીન્ બેહ્-ઇ રાસ્ત વ દરોસ્ત, કે ખુદાએ બર્ ખલ્ક્ ફેરસ્તાદહ્; ઇન્ હસ્ત કે જરતુશ્ત આવોરૂદહ્ હસ્ત. દીન દીન્-ઇ જરતુશ્ત, દીન-ઇ હોરૂમઝ્દ, દાદ્-ઇ જરતુશ્ત સ્પિતમાન.

અશેમ વોહૂ (૧).

---

# પાજંદ દીનનો કલમો.

---

મારી બક્ષનાર, બક્ષેશ કરનાર અને મેહેરબાન યજદાંનાં નામથી.

સૌથી સાચું ડહાપણ જે છે અહુરમજદે પેદા કીધેલી પવિત્ર ભલી માઝદયસ્ની દીન.

ભલી અને રાસ્ત દીન, જે ખુદાએ દુન્યા ઉપર મોકલી, તે આ છે જે અશો જરથુસ્ત્ર લાવ્યા છે; દીન છે દીન જરતોસ્તની, દીન અહુરમજદની, જે છે સ્પિતમ જરથુસ્ત્રનો તરીકો.

---

of Karani deserves our best thanks for making the work better known amongst us. In Calcutta there are Parsi children who cannot even **read** Gujarati and such there are in many other towns in India and outside India. Indeed we often get inquiries about books in which our prayers are given in Roman Script. The first edition contained our prayers in Gujarati Script. This new edition (wisely I think) has given all our text in the Roman Script. This doubles its usefulness and besides it would make the book accessible to non-Parsis also ignorant of Gujarati Script.

The whole subject is treated with lucidity which is commendable. It is just what a child about to be initiated needs.

The publishers have rendered distinct service to our community in printing this book. It now rests with the public to show their appreciation of both-the [illegible]ented author as well as of the publishers. The later certainly deserves every encouragement.

# OUR BEAUTIFUL NAVJOTE CEREMO[illegible]

**By Late Mr. D. J. Irani.**

Published by
Messrs. JEHANGIR B. KARANI'S SO[illegible]

Pp. ix + 50. **Price Eight Anna[illegible]**

Review By
Dr. IRACH J. S. Taraporewala, B.A., Ph.D.

The late Mr. Dinsha Irani's little on the Navjote Ceremony is not s[illegible] known as it might have been. This edition is in a handier size and the pr[illegible] and get-up leave nothing to be desired. work has been revised by our well k[illegible] Mr. Sohrab J. Bulsara, who has give[illegible] introductory note on Mr. Dinsha I[illegible] life and his work. Moreover Mr. B[illegible] has added the Sarosh Baz to the p[illegible] given by the author.

This small book fulfils a real war[illegible] our community and the enterprising

*For continuation see bac[illegible]*